# વડોદરામાં પડેલી
# હડતાલ.



રચનાર
રણછોડદાસ એફ. એમ.



વેચનાર—નાણાવટમાં
બુકસેલર—એમ. જે. પોષ્ટવાળા.
સુરત.

સુરત "ખોદાબક્ષ" છાપખાનામાં
છાપ્યું છે.
સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિમત ૧ આનો.

ખરીદ કરો ! હસવાને માટે !

# અજબ ચોપાનિયું.

-૯૦૨૯ આગળથી ઘરાકથઈ પૈસા આપનાર પાસેથી

**ચાર આના.**

પાછળથી ઘરાકથઈ પૈસા આપનાર પાસેથી

**આના આઠ.**

આ "ચોપાનિયું" આગષ્ટની શરૂઆતમાં બાહર પડનારછે માટે સર્વે વાંચનાર સહુનાં આશરો આવી પોતાનું પ્યારૂં નામ નિચે આપેલાં ઠેકાણે નોંધાવી જવું. અગરતો પોષ્ટની મારફતે લખી જણાવવા સદ ગ્રહસ્થોએ મેહેરબાની કરવી.

એ "ચોપાનિયું" ગુજરાતી સાદી ભાષાથી નાટક, વારતા, ગાયન, ટુચકા, નશીયત, તથા હુન્નર વિગેરેમાં બાહર પડી, પોતાના નામની ચાલાકી મેળવશે.

**જાહેર ખબરનો ભાવ.**

| | |
|---|---|
| ચાર લાઈનના | રૂ૦—૫—૦ |
| હેંડબીલ વેહચવાના | રૂ૪—૦—૦ |

**દેશાવરના ઘરાકો પાસે ટપાલ સહિત આઠ આના આગળથીજ**

સુરત ખોદાબક્ષ પ્રેસ નાણાવટ.

એમ. જે. પોસ્તવાલા.

૪૦૨૮

# શ્રીમંતસરકાર માહારાજા શીયાજીરાવની
# શેવામાં પ્રજાની વિનંતી.

---

## લાવણી.

માંહારાજ શિયાજીરાવ, કહુંછું કરજોડી.
આ અરજ રંકની ધરજો મતિછે થોડી,
તમે શૂર્ય રૂપાછો આપ, નીશી દુર કરશો
રઈયતનોછે પોકાર, સુખે સાંભળશો,
ધરો નજર તમે માહારાજ, ઉરમન આણી,
આપો રઈયતને બહુ સુખ, પોતાના જાણી,
આવે દેશ દેશના લોકો સલામો ભરવા,
રઈયતની આણો દાઝ, દુઃખ દુર કરવા,
એવી ધરૂંછું હું આશ, રઈયતની અરજી,
તમે કરશો સૌપર મેહેર રાખશો મરજી.

# વડોદરામાં પડેલી હડતાલ.



## ગરબી.

રાગ—ગીરધારીરે વાત કહું તે વિચારો.

જુવો આવીરે વડોદરામાં બાઇ, હું બતાવીશું તમને ગાઇ;
કરવા લોકોનેરે, પડીછે દુઃખદાઇ, એનું નામછે હડતાલ બાઇ.

### ઝુલ.

નથી રાજા શિયાજીરાવરે, ક્યાંથી થાય લોકોનો બચાવરે,
તેનો પ્રજાપર પુરો ભાવરે, દયાળુરે ન્યાય કરતા સાંઇ
એનું નામછે હડતાલ બાઇ.

ત્યાં નિકળ્યોરે સ્ટાંપ આકટનો ધારો, તારીખ પેલી આગષ્ટ સ્વીકારો;
એથી લોકોનારે મંનથયા વિચારો, રાંક રૈયતને ના મારો.

### ઝુલ.

એવો બોજો પડયોછે ભારીરે, પાછો ધારો જરા વિચારીરે,
કહેછે રઇયત, જુલમએ ગારીરે, ગાયકવાડીરે વડોદરાની માંહી
એનું નામછે હડતાલ બાઇ.

ત્યારી પ્રજાનેરે આપ એવું ના કેહશો, હડી રઇયતની આશિશ લેશો,
દયા લાવીરે દુઃખ જરા નવ દેશો, દુર સ્ટાંમ્પ આકટને ક્હેશો.

## ઝુલ.

આશ રાખીએછે મનરે, એમ અર્જ ગુજારે માહુજનરે
તાકીદ હમારું તનરે, વીનતીથીર કહેછે સરવે આજી
એનું નામછે હડતાલ બાઇ.

## ગરબી.



રાગ—(સારૂં સારૂં રે સુરત સ્હેર મુંબાઇ અલબેલી.)
ક્યાં ગયારે શિવાજીરાવ, પ્રજાના પાળક એ;
વેહેંછે ફેરતા ઘટાડી ભાવ, દુઃખનાં ટાળક એ.—(ટેક.)
બંધ રહીછે દુકાનો સરવે વડોદરાની માહેર,
ગાયકવાડી રાજ્ય જોતાં, મળતી સઉને છાંય—દુઃખ૦
અરજી કરવા ગયાં હમે સઉ, દીવાન સાહેબની પાસરે,
ઉમંગ રાખી મનમાં મોહતો, તુટી હમારી આસ—દુઃખ૦
સુંદર મુખથી કહેવા લાગ્યાં, દીવાન સાહેબ હમનેરે,
સ્ટાંપ આકટ હાલ ચલાવો, ખેંચી ધ્યાન કહીશું તમને—દુઃખ૦
શુંણી હકીકત આવી ત્યાંથી, આવ્યા હમારે દ્વારરે,
હડતાલ પાડી સરવે ઠેકાણે, કરી લોકોએ વિચાર—દુઃખ૦
વેપાર રોજગાર બંધ થયોને, આવી મળતાં લોકોરે,
ટોળે ટોળાં ભેગાં થઇને, કરતાં સરવે શોકો—દુઃખ૦

જાહેરનામા છપાંતા કાજે, ઉધડાવવા દુકાનરે.
મતા ગ્યડયાછે માહાજન લોકો, ધરતાં નહીંતે કાન--દુ
કંઇક માહાજનો મળી એકઠાં. મુકતા શાજપર તારરે,
આકળ વિકળ થઇને ફરતાં, ખરની તેઓ બાર—દુઃખ॰

---

## મરશીયા રાગ.

હાય દુઃખ આ ખમશે ગરીબો શીરીતે,--ખમશે ગરીબો શીરીતે;
બેઠી હડતાલ આવીને એક પ્રીતે,—હા॰ ( ટેક. )
તારીખ બાવીસમીને સોમવારે, સને અઠરાડ નેવ્યાશી જ્યારે;
માસ જુલાઇનીતે સવારેરે—હા॰ 1
ડ્યા ડટાંપથી સરવે તે લોકો, લાગ્યો વેપારીને મોહટો ધોકો,
બેઠા ધરીને સઉ તેઓ શોકો—હા॰ ૨
બંધ દુકાનો સરવેએ કીધી, અરજી સરકારની ઉરમાં ન લીધી,
લુટની દહેશતથી પ્રજા બહુ બીધીરે—હા॰ ૩
ચડતી તરકારી સુરતની અટકી, બીજે માલ રહોછે તે લટકી,
મળે લોકોને ક્યાંથી ત્યાં કટકીરે—હા॰ ૪
અમલદારોને ચેન પડે ક્યાં, જુવે દુકાનો બંધ સરવે ત્યાં,
થયા દીલગીર તેઓનો ફરે જ્યાંરે—હા॰ ૫

ાકોને ધિરજમાં લાવે, આગળ પાછળ ઘણું સમજાવે,
તેવોનું જરા કંઈ ફાવેરે—હા૦ ૬
ગરીબની ગઈ છે ભાઇ, નથી છોડતાં હડતાલ બાઈ,
પકડી બેઠાંછે ખુબ ચાઢીરે—હા૦ ૭
મર કરેછે રાજાને જોવો. હોય નાણાં જેનીપાસ તેઓ
તારથી માંગેછે જવાબ એવોરે—હા૦ ૮
આશું જુલમ હમો પર ભારી. દુઃખમા પડયાછે સરવે વેપારી.
તમે દાદ શુંણો આ હમારીરે,—હા૦ ૯
જવાબ ખુશીનો હમોને આપો, દુઃખ રાંકડી રઇયતનું કાપો,
પ્રજા પાલણનાં છો માબાપોરે—હા૦ ૧૦



